# ધણી જાગ્યા અને ચોર નાઠા.





છપાવી પ્રસિદ્ધ કરનાર.

મોહનલાલ બાપુલાલ.



અમદાવાદમાં

માણેકચોક નજીક કાગદીઓળમાં બોડાઢોરના મકાનમાં અમદાવાદ વિકટોરીયા પ્રેસમાં

શા૦ નાથાભાઈ લલુભાઈએ છાપ્યુ

સંવત ૧૯૩૮—સન ૧૮૮૨.

કિંમત રૂ૦—૪—૦

# अर्पण पत्रिका:

પ્રિય ભાઇ

અચરતલાલ મણીરામ.

આ ચોપડી છપાવતી વખતે આપે મને મદદ
કરીછે તેથી હું તમને આ ચોપડી અ-
ર્પણ કરૂછું તે મેહેરબાની કરી
સ્વિકારશો.

[૨]

પ્રિય સભા

શ્રીશીવ બાળોદય.

આ સભાના પ્રિય મેમ્બરને શોકિન વાંચનાર
જોઇને હું આ ચોપડી અર્પણ કરછું તે
આપ મહેરબાની કરી સ્વિકારશો.

લી૦

સેવક

મોહનલાલ બાપુલાલ.



# પ્રસ્તાવના.

સર્વે સદ્‌ગૃહસ્થોને વિનંતી કરવામાં આવેછે કે, જો કે હું પીંગળ તથા કાવ્ય રચના વિષે કંઇપણ જાણ-તો નથી. તોપણ મારી અલ્પમતિ પ્રમાણે આ ચો-પડી મેં રચીછે, તેમાં કાંઇ ભુલચુક હોય તે વાંચનારા બંધુજને કૃપા કરવી. આ ચોપડીમાં જુદીજુદી તરેહ-ના રાગ મૂકીને બનાવીછે.

આર્ય બાંધવો મને નાનપણથીજ ભણ્યા સિવા-ય કાવ્ય કરવાની ટેવ પડી હતી અને તે કોઇ કોઇ વખતે હું ઉચ્છવની અંદર મારી બનાવેલી કવિતા ગાતો. એમ કરતાં કરતાં સંવત ૧૯૩૫ ની સાલમાં હું મુંબાઇ હતો ત્યાંથી મારા પ્રીય મિત્ર વ્યાસ ચુ-નીલાલ મંછારામના કહેવાથી જો કેટલીએક વાતો તથા કવિતા બનાવી પણ છપાવવાની મારામાં શક્તિ નહીં હોવાથી આજ દિન લગી એમને એમ રહી. પછી મારા કેટલાએક મિત્રોની સલાહથી એ કામ માથે લીધું. તેમાં મને શાહ છગનલાલ ઉમેદચંદ જો-ઇએ તેટલી મદદ કરીછે આ પુસ્તક જે સાહેબોએ પ-હેલવેહેલેથી ખરીદ કરવાની ઇચ્છા જણાવી હતી તે-ને હું મારા ખરેખરા મદદગાર ગણુછું. અને તેઓ-નાં નામ આચોપડીની પાછળ આપ્યાં છે.

લી० બાપુલાલ ઇજતરામ.

# ધણી જાગ્યા અને ચોર નાઠા.



ચોપાઇ—૧.

શ્રીગણપતિ સમરૂ ગણનાથ, સરસ્વતિ મા સહાજો હાથ;
જગકર્તા મોટા જગદીશ, તમ ચરણે નમાૂ શીશ. ૧
નવ જાણુ હું પ્રાક્રમ પ્રોઢ, વાત બનાવા થયા કોડ;
સહાય મુને સરસ્વતિતણી, અંબામાની કિર્પા ઘણી. ૨
ધારી માથે વીંગો ઘણી; તેના ગુણ લેજો સૌ ગણિ;
સમરશો તો કરશે સહાય, નહિ તો મનખો એળે જાય. ૩
માટે માનો મારી મતી, ઇશ્વરકેરી અકળજ ગતી;
રામ રટવાની ધારો હોડ, તેથી પહોચે મનના કોડ. ૪

દોહરો—૨.

ગુણવંતી ગુજરાતમાં, નૈશદ નગરી ધામ;
રાજ કરે ત્યાં રાજવી, ગુણવંતુએ ગામ. ૫
શેહેર થકિ ગઉ સાતને, આશરે સુંદર ગામ;
ચુના મીનગર વિષે, વાંચીલુ વધુવા નામ. ૬
તે ગામની વસ્તિમાં, વાંચ્રાનો નહિ પાર;
વળી ત્યાં વાસો વસે, પુરાણ પાટીદાર. ૭
લવ ઉપાશન લેઉઆ. ડાહ્યા દેખાય દૂર;
પાસે જઇને પ્રીતથી, વળિ વિચારીએ ઉર. ૮

એ નાતના આપે હતા, વાલોભઇ વકદાર;
સામા ભાગમાં સૌ થકી, ભોળાભાઇનો ભાર. ૯
ગામમાં એ બે વીના કરિ શકે કોણ કામ;
ઇજારો આપે કરી, દે દરબારે દામ. ૧૦
ઉમર વરસ અઢારની, બેની એ પરમાણ;
પ્રિત હતી તેઓને ઘણિ, ન લોપે કોઇનિ વાણ. ૧૧
પરણાવેલ પિતાતણા, સુંદરી તેડી સાથ;
મગન થયા બે મન વિષે હુંશે ઝાલી હાથ. ૧૨
બેલડિએ બાઝી ફરે, કરે વિનતાની વાત;
વહાલોભઇ વેગે કહે, શાભજી ભોળા ભ્રાત. ૧૩
વહાલ કેવું વિનતાતણું, મુને કહે તે વાત;
સુખ જાણે સ્વર્ગનું શામાકેરી સાથ. ૧૪
હરખ્યા આપે અતી ઘણું, મનમાં ધરી ઉમંગ;
પુછો ભોળાભાઇને, કહો તમે સાચે મન. ૧૫
વીસામો વિનતાતણો, વહાલો અપરંપાર;
ગુણવંતી જોઈ ગોરડી, હરખ્યા વારોવાર. ૧૬
બોલ્યા ભોળાભાઇ તે, મનમાં અતિ હરખાઇ;
કુવર કન્યા થાય તો, સાચી કરીએ સગાઇ. ૧૭
વહાલો કહે વિવેક છે, સાચો મારે મન;
સગપણ કરવું સાચથી, પ્રસ્વે પુત્રી કે તન. ૧૮

ચોપાઇ—૩.

ગાયણુન કરવુંછે નેટ, રહ્યા ગર્ભ નારીને પેટ;
ી શોભા ને કરી, મેયર વળાવી બે ફરી. ૧૯

મીત્ર બન્યો એ કર્યા કરાર, વેવૈઓ આપણ નિરધાર;
આવે બેને કન્યા કે તન, તો નહિ કરીએ ઉંચાં મન. ૨૦
ભોળો કહે સુણ વહાલાભાઇ, સારી રિતે કરશું સગાઇ;
વાતો કરીને રાજી થયા, બંને ઘેર પોતાને ગયા. ૨૧
વહાલાભાઇને આવ્યો તન, ભોળાને કન્યા પરસન;
પુત્રી આવી એને સાર બન્ને હરખ્યા ત્યાં અપાર. ૨૨
વધામણિઆને વિદાય કર્યા. બેઉ ચાલે હોશે ભર્યા;
અવધ કરી વરસ બેની સાર, સંગાથે તેડી બે નાર. ૨૩
એમ કરતાં થયા બહુ દન, વીવાહનુ બન્નેને મન;
પુત્ર થયો વરસ પાંચજતણો. રૂપાળો રંગીલો ઘણો; ૨૪
નામજ તેહનુ નરશીભાઇ, શોભા તેની અતીશે કહી;
એક દિવસ બેઠા સૌ સાથ, નરશિ નાંખે ગળામાં હાથ. ૨૫
બાપા કહિને ભરાવે બાથ, બેઠોછે ત્યાં સગાં સાથ;
ભોળાભાઇ આવ્યાછે ત્યાંય, પાંચ રૂપિયા આપ્યા કરમાંય. ૨૬
નીરખી નરશી જોઇ રહ્યો, વાલાભાઇએ બોલજ કહ્યો;
ભોળા ભાળી તેં અદકુ ધન તેથી તું થયો પરસન. ૨૭
મગન થયો હું મારે મન, જુગતે જોઇને તારો તન;
તેં તો વાતજ સાચી કહી, તન તારાની કરી સગાઇ. ૨૮
કન્યા માહારિને તારો પુત્ર શોભીતાં બન્ને ઘર સુત્ર;
વાતો કરીને વેરાઇ ગયા, સમાચાર બેને ઘેર કહ્યા. ૨૯

દોહરો—૪.

વહાલો કહે વિનતા શુણ, કરૂં તુજને જાણ;
પુત્ર આપણાનું પ્રેમથી, સગપણ કર્યું પ્રમાણ.

ભોળા કેરી દીકરી, શામે વળિઆ સાર;
તેને ઘેર વિવા કર્યો, નરશીનો નિરધાર.
નારિ કહે શુણો નાથજી, એ શૂ કીધૂ કામ;
મેળાપ નહિ રહે માનજો, રહિએ એકજ ગામ. ૩૨
મેં કરી તે મોહીને, જનમ્યા પહેલી જરૂર;
વાત કરિને વહાલથી, હરખ્યા પોતે ઉર. ૩૩
મેં કર્યું તુ મોહીને, પરણાવુ નીરધાર;
ઘડીઆં લગન લઇને, આપે આશીવાર. ૩૪
તરુણિ કહે તમને ગમ્યું, ખરૂ ખાંતીલા તમામ;
લગન જોવરાવી જુગ્તિથિ, ખરચોને ખુબ દામ. ૩૫
ભોળો કહે સુણ ભામનિ, પ્રીતે સાચી પેર;
વેવિશાળ મેં તો કર્યું વા'લાભાઇને ઘેર. ૩૬
વા'લાભાઇનો દિકરો, રૂગાળિ આપાણે ડાહી;
હરખ ધરી આપે કરિ, શામા મેહ સગાઇ. ૩૭

### ચોપાઈ.

વનિતા કહે વેગે વાત, સંપ નહિ રહે સગા સંગાથ;
પારો પુત્રી પામે સુખ, માબાપને છે ભારે દુઃખ. ૩૮
[illegible]ળિ હોય તો વહાલિ થાય, આણું આવેથિ સાસરે જાય;
આતો નહી આપણને લાવ, ભરથારજી નહિ રેહેશે ભાવ. ૩૯
તમને ગમ્યું જે સાચુ મન. પરણાવો થાઓ પરસન;
કરો ઉતાવળ લગનજતણી, લક્ષ્મી પોતે ખરચો ઘણી. ૪૦
[illegible]ી સઘળી વિનતાની પેર, ભોળો ગયો વા'લાને ઘેર;
[illegible]ી જુગતે આજ, કરાએ હવે વિવાહનું કાજ ૪૧

વહાલાભઈએ વાણી કહી, ભોળા એ તો ભલી નવાઇ;
પંડયો આવ્યો પ્રીતે પાસ, એકાદશિનો હતો ઉપવાસ. ૪૨
વીચારતાં મનમાં એ વાત, મળ્યા તહાં તો ત્રણે જાત;
લગન જુઓને જોશી તમો, વિવાહ કરિએ ખાંતે અમો.૪૩

### ૬ દોહરો.

વિવાહ કરીએ વહાલથિ, લગન જુઓ તમે આપે;
સારૂ જુવો સરસ ને, વેદપુરાણે છાપ. ૪૪
ગોરે કહાડયું ટીપણું, જોવા માંડ્યું જરૂર;
ગોખી કરીને ગોરજિ, હરખ્યા પોતે ઉર. ૪૫
યજમાન મારા બે જણ, લક્ષ્મી કેરાછે ;
વિવાહ કરેછે વેગથિ, કરશે મુને પરસન. ૪૬
લક્ષ્મી કેરી લ્હેર છે, બેન ઘેર અપાર;
જોયુ મહુરત જુગ્તિથિ, ખોલ્યું મારૂ કપાળ. ૪૭
સો સો લેશુ સામટા, આપે આણી વાર;
હક્ક લેશુ અતી ઘણો આ વેળા અપાર. ૪૮

### ચોપાઈ ત્રણ તાળી.

રાગ ઓખહરણનો.

ગણીત કરીને બોલ્યા ગોર, લગન જોવામાં મળી સાત મહેર;
તમે સુણો વહાલાભાઈ વાત તમ બેન કહું સાક્ષાત. ૪૯
ફાગણ સુદ ૬ ને શનીવાર, તે દહાડો ચોઘડિયું સાર;
ચંદ્ર બેન પહોંચતો અપાર, તમો સુણો ને વારંવાર. ૫૦
કર્ક કેરો ચંદરમા થશે, કષ્ટ વરકન્યાનુ જશે;

દક્ષણા આપો મને આગ્ણી વાર, તમ ભાગ્યતણો નહી પાર. ૫૧
વિવાહ કરો ને પહોચે કોડ, સામા સરખે સરખી જોડ;
લગ્ન નિરધારો તમે નેટ, બેન પહેલુ પરણુછે પેટ. ૫૨
ધન્ય ઘડીને ધન્ય દહાડો, હરખ મનતણોરે પહોચાડો;
ગોર કહીને ગયા ઘેર. બેન કરી વિવાહની પેર. ૫૩
ઘેર ગયા તે ભોળાભાઇ, થઇ વાત વિનતાને કહી;
કુંકડા વિવાહને ભારે કામ, સીધું કરાવવું રે તમામ. ૫૪
વરષો વીસ વિવાહની રહી, સામગ્રી આપણ કરવિ સહિ;
હરખી નારી દળાવીરે દાળ, પાપડ કરવા સેં બે ચાર. ૫૫
કરવા માંડયું વિવાહનું કામ, ગાય ગોરડી ગીત તમામ;
વણે પાપડ ને મુકે વડી, લાગી ગીત ગાવા તે ઘડી. ૫૬

## ૮ રાગ ધોળ.

*જીબાએ તો જુગ્તી વિવાહની કીધીરે,
ખાંત કરીને ખારેક સૌને દીધીરે;
બીજે દહાડે બહુ નારી ઘેર આવીરે
ભોળાભાઇએ ભાવ કરીને બોલાવીરે. ૫૭
ગાય ગોરી ગીત ઘણે ઉમંગેરે,
ભેગી થઇને સઘળી બેઠી સંગે;
ભોળાભાઇના ભાગ્યતણો નહી પારરે,
વહાલા સરખો વેવાઇ મળ્યો નીરધારરે. ૫૮
સર્વ કહેછે સોનાના સુરજ ઉગ્યારે,

* ભોળાભાઇની સ્ત્રી.

ભોળાભાઇને ભલેરા વિવાહ સુજ્યારે;
ધન્ય ધન્ય છેરે આજનો દીસરે,
લેશું અમો સોપારીઓ વીશ વીશરે. ૫૯
ગીત ગાઇને ગોરડી મંદીર જાયરે,
અલબેલીનો હરખ હૈયે નવ માયરે;
ભોળભાઇએ ભાવથી સીધું કીધુરે,
નમન કરીને નોતરૂ જઇને દીધુરે. ૬૦
વહાલાભાઇને ઘેરે તે વાજાં વાગેરે,
વગાડનારનો નથી વળી ત્યાં તાગરે;
ઢોલ ભુંગળને સરણાઇ સારી રીતેરે,
પડઘમવાળા પછાડેછે બહુ પ્રીતેરે. ૬૧
તતુડાં તો તાણ કરીને બોલેરે,
બહેરા કેરા કાન તે વેળા ખોલેરે;
ગામ સઘળામાં ગોરીઓ ગીત ગાયરે,
આનંદ ઓછવ શેરીએ શેરીએ થાયરે.
એમ કરતાંમાં લગ્ન દીવસ આવી પડીઓરે,
નરશીભાઇનો વરઘોડો ત્યાં ચડીઓરે,
વરઘોડેથી ગયા સસરાને ઘેરરે;
કન્યાદાનમાં મળી સોનાની સેરરે;
વરકન્યાને આનંદ અંતર વાધ્યોરે
ઓર મહારાજે ગણપતી દેવ સ્થાપ્યો.

**૯ ચોપાઈ ત્રણ તાળની.**

કાંકણ દોરા છોડયા શુભ રીત, પંડયો કહેછે પુરાણ પ્રીત!

ઝોળ લાવો ગળ્યાં મોં કરીએ. અમે મંદીરીએ પરવરીએ. ૬૫
દક્ષણા લેઇ દામોદર ગયા, રૂદીઆમાં તે રાજી થયા;
વહાલાભાઇએ વધામણાં દીધાં, કુંવર કેરાં ઓવારણાં લીધાં. ૬૬
વળતો વાળ કર્યો તેણી પેર; કન્યા મોકલી પીતાને ઘેર;
વહાલાભાઇને બે ફરજન, એક પુત્રી અને એક તન ૬૭
વરઘડીયાં ઉપર બહુ વહાલ, વહાલાભાઇનો ખુટયો કાળ;
મુઆ ઘડી બેમાં છોડયો પ્રાણ,માંડી ભોળાભાઇએ મોકાણ.૬૮
સઘળું ગામ તે હાથજ ઘસે. પુત્ર પુત્રીની શી ગત થશે;
ભોળે ભારે તે કારજ કીધુ, નાણું સઘળું ચોરીને લીધુ; ૬૯
*હેતાબાઇ આપે નવ જાણે, કીયા કરે વેવાઇ તે ટાણે;
માસ બાર બરાબર થયા, વરશી વાળીને વેવાંઇ ગયા. ૭૦
મન વિચારે વેગે કરી, આવી વેળા ન આવે ફરી;
એવું ધારીને ધારણા કીધી, વેગે વહાલાની લક્ષમી લીધી.૭૧
કુબુધ્ધ કીધો જમાઇનો દહાડો, બોલાવે ત્યારે બાઝે આડો;
ભાગ આપે નહી એક કોડી,નરશી નાનો ને અકલ થોડી.૭૨
ભણતાં ગણતાં થયાં વર્સ બાર, તેર વરસે થયો તૈયાર;
સસરા સામો થઇ માગે ભાગ,જેણે આણ્યો જમાઇનો લાગ.૭૩
ઓગુનો આકડો અરધો ભરૂં, એવો પ્રપંચ હુ તો કરૂં;
ભર્યા રૂપિયા દોડ હજાર. ભાગીદારે લગાડી વાર. ૭૪
ભરે અરધા ભાગીદાર જેહ, કહ્યું સરકારમાં હતું તેહ;
સિપાઇ મોકલે સાંજ સવાર, મારે એ મુરખને માર. ૭૫
એમ કહીને આવ્યો ઘેર શહિ સરકારે મોકલ્યો તો સિપાઇ:

*વાહાલાભાઇના સ્ત્રી.

નરશી વહાલાભાઇનું ઘર પુછે, એ કયે ઠેકાણે રહેછે. ૭૬
એવું ચોરા આગળ જઇ પુછે, ભોળો બોલ્યો અરે ભાઇ શું છે;
નરશી નાનો તેથી નાદાન, ભોળે કરી સિપાઇને સાન. ૭૭
નીરખ્યો નરણે નરશીને સિપાઇ, દુંકારા દઇને વાતજ કહી;
ચડી રીસ નરશીને ભરપુર, કહ્યું સિપાઇને રહે દુર. ૭૮
જા તું તો વળી આણી વાર, નહિ તો તારો ખુટયો કાળ;
મારો ભાગ હું તો જઇ ભરૂ, તારૂ બોલ્યું કાને નહી ધરૂં ૭૯
ચડી સસરાનાપર રીસ, ભર્યા રૂપૈયા તે દીસ;
ભરી કરીને આવ્યો ઘેર, પછી નીપજી તે શી પેર. ૮૦
ચડી મનમાં અતિશે રીસ, સાચે સસરાનું છેદુ શીશ;
માતા કહેછે માન મારૂ કહ્યું, આ તો કામ એનાથી થયું. ૮૧
એનું નામ તું તો નવ લેતો, ઘણો કપટી થયોછે તે તો;
ભાઇ હમાણાં નથીરે લાગ, શું કરવોછે શાણા ભાગ. ૮૨
વચન કહ્યાં માતાએ દસ વીસ, નવ ઉતરે નરશિનિ રિસ;
મા હું સાંખીને નવ રહું ના કહેશો તો નાશી જઊં. ૮૩
ગામ મધ્યે ઘણો એનો ભાર, વાત મુકને તું આવાર;
માએ મારવાની મના કરી, બોલ્યો નરશી ત્યારે ફરી. ૮૪
એને મારૂ તો ગામમાં રહુ, નહિ તો ગામ મુકીને જાઊં;
મારે નથી રહેવું આ ગામ, એને હરાવું એટલી હામ. ૮૫
માએ વાળ્યો ઘણો પણ ન વળ્યો, પોર રાતે તે પંથે પળ્યો;
માને નરણે આંસુની ધાર, વેગે ચાલ્યો ન લાગો વાર. ૮૬
ઘણો રૂપતણો અંબાર, જાણે રાયતણો કુમાર;
ફરતો ફરતો ચાલ્યો જાય, ભોજરાયની નગરીમાંહ. ૮૭

પુછયું સિપાઇને કરિ સલામ, આ શેહેરનું તે શુ નામ;
બોલ્યો સિપાઇ સુણો તમામ, રાય ભોજનું ઉજ્જન ગામ. ૮૮
સરસ નગરિ શ્રીવખાણાય, જોતો જોતો દરબારે જાય;
નગર શોભાતણો નહિ પાર, વેગે આવ્યો તે રાજદુવાર. ૮૯
બેઠી સભા પંડિતોતાણી, તેની શોભાછે અતિ ઘણી;
બેઠા ભોજ આસને ચડી, નરશીના સામી નજર પડી. ૯૦
જાણ્યું પ્રધાનતણો કુમાર, બોલાવ્યા સિપાઇને તે ઠાર;
આ હીરાચંદ વળી આવે, કહીએ સભામાં વહેલો બોલાવે.
એટલામાં ઘોડે અસ્વાર, *હીરાચદ આવ્યો તે ઠાર;
રૂપ રાજાએ એનું દીઠું, પેલાનું પણ વંદન મીઠું. ૯૨
કાંતી બેની નવ કળાય, ત્યારે બોલ્યા તે ભોજરાય;
તેડ પેલાને વળીરે આંહી. એને પુછીએ આપણ ભાઇ. ૯૩
હાથ સાહ્યો સિપાઇએ સાર. લાવ્યો રાજા બેઠા તે ઠાર;
રાજા પુછે પેલાને વાત, કહેને તારી તે કોણ જાત. ૯૪
કયાંથી આવ્યો તુ કયાં જાય, તારી કંચન સરખી કાય;
બોલ્યો નરશી નામીને શીશ, રાય મુજપર ન કરો રિસ. ૯૫
જાત કણબિની મારી રાય, રહુ વધુવા ગામનીમાંય;
નશાદ નગરીની પાસે રહુ, શેર જુવાર મળે ત્યાં જાઉ. ૯૬
રાજા કહે રહે આણે ઠામ, તમને કો'ન બતાવે કામ;
પ્રધાન પુત્ર સાથે રોજ રમો. બેઉ બંધવ મુજને ગમો. ૯૭

*ભોજરાજાના પ્રધાનનો દીકરો—નરશીનો અને હિરાચંદનો ચહેરો સરખો હતો તેથી રાજાએ નરશીને હિરાચંદ જાણ્યો.

રામ લક્ષ્મણ સરખિ જોડ, મને મુખ જોયાના કોડઃ
જમી સભામાં સાથે આવો, તમે ભલા રૂદિઆમાં ભાવો. ૯૮
ખાઓ પીઓને ખેલો વાડી, દસ વાગે આવો અહીં દહાડી;
આવી બેસોને આણે ઠામ જોઇએ તેટલા માગો દામ. ૯

## ૧૦ દોહરા.

ખાય પીએ ખુબી કરે, હીરાચંદની સગં;
ખેલે ફરે બે બંધવા, મનમાં ધરી ઉમંગ. ૧૦૦
રથ ઘોડાને પાલખી, બેશીને જાય બહાર;
સરસ બે જાણા શોભતા, પુરણ પ્રીત અપાર. ૧૦૧
દુઃખ સઘળું દીનતણું વીસરીયું તેવાર;
માન દેછે મહિપતી, કુંવરને તે ઠાર. ૧૦૨
ભોજન ઘેર ભઇબંધને, જુગતે જમે જરૂર;
ક્ષણ અળગો તે નવ રહે, દશ ડગલાં પણ દુર. ૧૦૩
સજોડે સાથે ફરે, રાજદુવારે જાય;
પોર દિવસે પ્રીતથી, સભા સરૂજાં થાય. ૧૦૪
એક દિવસ આપે ગયા, સભા મધે પરમાણ;
માન દઇને મહિપતી વેગે બોલ્યા વાણ. ૧૦૫
ભઇઓ ભાવિક મુજને અંતરમાંહી અપાર;
વહેલા આવો નિત વળી, વીરા ન કરશો વાર. ૧૦૬
તમ દીઠે થાઉં દખતો, અણદીઠે અકળાઉં;
પંડિત બેઠા પાંચસે, તમ દીઠે તાજો થાઉં. ૧૦૭

## ૧૧ ચોપાઈ ત્રણ તાળની.

વાત એટલેથી રહી, એની માની તે શી ગત થઇ;

પુત્ર ગયો પરાણે પ્રદેશ, ઊમર નાની ને બાળે વેશ. ૧૦૮
વિચાર કરીને બોલેછે વાણી, આંખે ભરી અતિશે પાણી;
મારૂ કરમ ફુટી કેમ ગયું, હાયહાય આતે શું થયું; ૧૦૯
મુઓ નાથ તો નહોતું દુઃખ, જરૂર જોતી કુંવરનું મુખ;
મારો પ્યારો પુત્ર તે કયાં હશે, શોવશીવ હવે શું થશે.૧૧૦
મુઓ વેવાઇ મારો પીટયો, એ તો ભરતો થશે ભીંતો;
ઇશ્વર આંધળો એને કરે, ત્યારે વેર મારૂ તો વળે. ૧૧૧
એમ વિલાપ કરી જાત પાડી, દુઃખ વેઠેછે દહાડીરે દહાડી;
પુત્રી નાની *સોનાબાઈ નામ, સમજવા લાગી તે તમામ.
પુછે માડીને કેમ ઉદાસ, નરણે આંસુને નાખે નિશાસ;
ત્યારે બોલી તે હેતાબાઇ, માંડી વાત પુત્રીને કહી. ૧૧૩
સમજી સામા તે સઘળુ મન્ન, રામા રોજ કરેછે રૂદન્ન;
બંધવ બંધવ કરેછેરે બાઝી, મા મે ભાભીને આજ ભાઝી.
ભાઇ હોય તો ભાભી સાચા, નહિ તો પ્રીતી સગાઇની કાચી;
ઘણે કષ્ટથી પુરૂ કરે, દળાણાં દળીને પેટજ ભરે. ૧૧૫
રીટીઓ કાંતે ને વેચે સુત્ર, પળનથી વીસરતા રે પુત્ર;
એવી રીતે દહાડા નીરગમે, દુઃખ વેઠીને દહાડી જમે. ૧૧૬
હેતાબાઇની કરમાય કાય, સુણો ભોળાતણી વારતાય;
ભોળાને ભડકો અંતર થયો, જમાઇ આજ સુધી કયાં ગયો;
+રૂપાળી રોજ ઘરમાં રડે, નારી નકી તે નરને વડે;
ફુયાફુટા આતે શુ કીધું, મારૂ કાળજુ કોરી લીધુ. ૧૧૮

---

*નરશીની બેન ને હેતાની છોડી.
+ નરશીભાઇની સ્રી.

દીકરી દહાડી મને તો દમે, ગતિ વિના તને કેમ ગમે;
વરસ થયાં તેરને સાત, આ તો મોટો થયો ઉત્પાત. ૧૧૯
કન્યા કયાં લગી ઘેર રહેશે; પીતરાણી તે મહેણા કહેશે;
હવે શોધોને બીજે ઠામ, પરણ્યાનું પડયું મુકો નામ. ૧૨૦
તે તો રઝળી રઝળીને મુઓ, મારે શોધવો પડશે કુવો;
કંથ હવે હું તો કુવે પડું, તમસાથે કયાં સુધી લડું. ૧૨૧

**૧૨ દોહરો.**

ભોળો કહે શુણ ભામનિ, તપાસિ કરૂ તૈયાર;
મળે મારા જોગ તો, વોળાવું આવાર. ૧૨૨
મનસુખો છે મન વિષે, પુછે સૌને સાર;
વાણારશી વાટે મળ્યા, વેગે કર્યો વિચાર. ૧૨૩
કન્યા કયાં લગી રહે, લાલિમાં લાલદાસ;
રાંઠયો તેનો રામજી, જઇ કરીએ તપાસ. ૧૨૪
ચાલો જઇએ ચાર જણ, કહિએ આવ્યા કાણ;
પુછી જોઇએ પ્રીતથી, વેગે વદિએ વાણ. ૧૨૫
જાણ થકી જુગ્તે ગયા, લાલિમાં લાલદાસ,
ભોળો બોલ્યો ભાવથી, પ્રીતે લાલા પાસ. ૧૨૬
રાંડયો તમારો રામજી, કન્યા મારે ઘેર;
વિચાર કરી વોળાવીએ, પુરણ પ્રીતિ ભેર. ૧૨૭
લાલો કહે લાગ બન્યો, ભોળાનો છે ભાવ;
પુછતામાં પ્રીતથી, બુધિથી કર્યો બનાવ. ૧૨૮
દાગિનો દોઢ હજારનો, વસ્ત્રતણો નહી પાર;
ખરૂ કર્યું ત્યાં ખાંતથી, ક્ષણુ ન લાગી વાર ૧૨૯

સુરત લઇને માનજો, આવ્યા ભોળાભાઇ;
સુંદરીને કહે સાંભળ, જરૂર ખોળ્યો જમાઇ ૧૩૦
પોસ સુદી પુનમ, આવ્યો આદિતવાર;
તે દીન તેડુ આવશે, દશ દીવસની વાર. ૧૩૧
ગામ જમાડુ ગોરડી, પ્રીતે કરી પકવાન;
પાડો વાડિયાં પ્રીતથી, જ્યારે આવે જાન. ૧૩૨
કંદોઇ બેસાર્યા કોડથી, મીઠાઇ કરવા માટ;
ભઇઓ સૌ ભેગા થયા, સરસ સઘળી નાત. ૧૩૩

## ૧૩ રાગ ધોળ.

હારે ત્યાં તો પાંચ પકવાન પડાયરે,
હાંરે ત્યાં તો રૂપાળી રાજી થાયરે;
હાંરે ત્યાં તો ભોળાને હરખ ન માયરે,
હાંરે ત્યાં તો માનનાં મંગળ ગાયરે. ૧૩૪
હાંરે જુગતે લોક ઘણા જોવા જાયરે,
તેને સમે નરશીને વિચાર થાયરે;
હાંરે એક દહાડો થયા ઘોડે અસવારરે,
બેઉ બાંધવ આવ્યા સરીતા પારરે. ૧૩૫
હાંરે ઘોડા પઇને પુરમાં પાછા વળીઆરે,
તરત તેણે નીરખી નાનીતરીઆરે;
હાંરે નાની બાળા મળી સર્વ ટોળેરે,
તેમાં એક તારૂણી તરતજ બોલેરે. ૧૩૬
હાંરે મારૂ લગન કાલે લીધુરે,
બાંધવ મારો બહુ કરેછે સીધુરે;

સર્વે સખીને સમજાવે કહી વાણરે,
એક બોલી મુજને પરણાવે કોણરે. ૧૩૭
બાળપણામાં પિતા વળી મરી ગયોરે,
બંધવ મારો દેશાવર દુર રહ્યોરે;
એમ કહીને ઉતાર્યું તેણે મુખરે,
નરશી નીરખી દીલમાં લાગ્યું દુઃખરે. ૧૩૮
બેની મારી બાળા પરમાણે બોલેરે,
વાત તેની કેના આગળ ખોલેરે;
વિચાર કરીને વળતું લાગ્યું દુઃખરે;
તરત ત્યાં તો ઉતર્યું નરશીનુ મુખરે. ૧૩૯
ઉદાશ થઇને આવ્યા બંને ઘેરરે,
સરસ રૂપાળુ ઉજન મોટું શેહેરરે;
જુગતે કરીને જરૂર૰બે જણ જમિયારે,
નમ્રતાથી રાજાને જઇ નમિયારે. ૧૪૦
ભોજરાયે ભાળ્યું નરશીનું મુખરે,
દીલ કેરૂ કહેને ભાઇ તુ દુઃખરે;
આજ તું તો દિસે ઘણો ઉદાસરે,
વાત કહેને બેસી તું મારી પાસરે. ૧૪૧
રૂપ તારામાં અંતર ઝાઝો પડિયોરે,
કુંવર કહેને કોની સાથે તું લડિયોરે;
નરશી ત્યાં તો નમીને લાગ્યો પાયેરે,
દુઃખ નથી જરૂર જાણો રાયરે. ૧૪૨
વિચાર આજ આવો મારા મન રહ્યોરે,

બાર વરસની બાળાએ બોલજ કહ્યોરે;
તે શુણીને સઘળુ લાગ્યું દુઃખરે,
માટે રાજા કરમાયુ મારૂ મુખરે. ૧૪૩
વાત કહી ત્યાં બેનીને *વરવા કેરીરે;
નમ્રતાથી નજર રાયે ફરીરે;
સાચુ માનો શાણા તમે ભુપાળરે,
કઠણ મારૂ કણબીતણું છે કપાળરે. ૧૪૪
તમ પરતાપે સઘળુ મુજને સુખરે,
માતા મારી વેઠતી હશે દુઃખરે;
વીતિ વાત માંડીને ત્યાં તો કહીરે,
બેની મારી વરવાના જોગે થઈરે, ૧૪૫
આજ્ઞા આપો આપે હું તો ત્યાં જાઉરે,
વિવાહ કરીને વહેલો વેગે આવુરે;
સઘળુ સુણીને રાજા બોલ્યા ત્યાં સહીરે,
જાઓ મળી વેગે બંને ભાઇરે. ૧૪૬
ધન ખરચોને વળી તે અપરંપારરે,
વે'લા વળજો લાગે ન ઝાઝિ વારરે
કામ કરી કોડેથી પાછા વળજોરે,
ધન ખરચીને ધાર્યું હોય તેમ કરજો ૧૪૭
બીજે દહાડે બંધવ પથે પળિયારે,
ઘોડા લીધા ઘોડારમાંથી બળીઆરે;
શાણા બંને તજીને ચાલ્યા શેહેરરે.

*પરણવા.

શું થાયછે ભોળાભાઇને ઘરરે. ૧૪૮

## ૧૪ ચોપાઈ ત્રણતાળી.

હરખ ભોળાને ઘણો મન્ન, આવ્યો લગન કેરો દન્ન;
ગામ બધામાં નોતરાં દીધાં, જે જોઇએ તે પકવાન કીધાં.
વાજાં વાગેછે બહુ પેર, નોતરૂ ટાળ્યું વેવાઇને ઘેર;
જમવા તેડ્યાં પાખન્નાં ગામ, પોતાતણુ રાખવા નામ. ૧૫૦
હર્ષ આખા ગામમા થયો, ભોળાભાઇએ બોલજ કહ્યો;
થાઓ કામતણે સૌ વશ, આજ આવે આપણને જસ. ૧૫૧
તોફારીકને જમાડો પહેલું. આપણી નાતતણુ છે સહેલું;
તેડ્યાં સરવેને દઇ માન, પ્રીતે પીરસ્યાં ત્યાં પકવાન. ૧૫૨
બાર ઉપર જ્યાં બે વાગ્યા, સરવે નાત જમાડીને ત્યાગ્યા
સિપાઈ સીમાડે બેસાર્યા સાર, અનકેરો આપવાને આર. ૧૫૩
જાન આવી તંબાળુ ગાજે, જેની સરણાઇ વાજાં વાજે;
જુગતે જમે પોતાની નાત, સઘળી કાણબી કેરી જાત. ૧૫૪
જાણી જીવણે આવીને કહ્યું, જાનનું માણસ ઉભુ રહ્યું;
એમને ઉતારો કયાંહી આપો, ત્યારે બોલ્યા રૂપાળીનો બાપો.
વહેલ છોડોને વંડા હેઠ, આપણાં નવા ઘરાંમાં ઠેઠ;
જાનઇઆને તેડોને જમવા, ભાઇઓ ભુખ બધાની સમવા.
એવું સુણીને ચાકર આવ્યો, કહ્યો બોલ બધાને ભાવ્યો;
ચાલો ઉતારે હવે સહુ, વળી વાર કરશો નહી બહુ. ૧૫૭
ચાકરની પુઠે સૌ ગયા. ઉતારે જઇ ઉભા રહ્યા;
ગઇ જમવા બધી જાન, ભોળાભાઇએ દીધાં બહુ માન. ૧૫૮
જમી રહ્યા ત્યારે વાગ્યા ચાર, ભોળાભાઇ બોલ્યા તેણીવાર;

આપણે સમક્ષ ગામ કીધુ. એક મેહણુ તે માથે લીધુ.૧૫
વેવાણ વિસારી મુકી, સહુવારે કહેતાં કેમ ચુકી;
મુકય રૂપાળીને તે જાય, મા દીકરી તે ખુબ ખાય. ૧

૧૫ રાગ સારંગ

એવું સુણી રૂપાળી બોલાવીરે, તે તો તરત તારૂણી આવી
જાણુ સાસુને જઇ આપ સારરે, વહેલી આવ્ય ન
વારરે. ૧૬૧
રીસ કરી રૂપાળી બોલીરે, શું ખાતી હતી એ બોલીરે;
હુ તો એકલડી નવ જાઉરે, નાના તો મહોડેથી કહુ રે.
ત્યારે જીબા કહે સુણ બેનીરે, તારી સાથે મોકલુછોડી કેન
કરિઆભઇની કંકુડી આવેરે, એ રાખે તો ભોજન ભા
કહે રૂપાળી આ વાત મેલરે, મારે માથે નાખવું છે તેલરે;
એવા વિપરીત થાય વિચારરે, પેલા બે જણ આવ્યા તે
દામોદરની દુકાને બેઠારે, ચાર વાગે ચતુર પેઠારે;
શેઠ બોલ્યા કરીને સલામરે, ભાઇ આજ આજ જ
ગામરે. ૧૬૫
તમે જાઓ પટેલને ઘેરરે, એને લક્ષ્મીતાણીછે લ્હેરરે;
ત્યારે બોલ્યા તેણીવારરે, ભઇ સુખડી કરને સારરે.
પછી જમવા અમે તો જાશુંરે, પ્રીતે પથે તેને ખાશુરે
શેઠે સામાન સુખડીનો કીધોરે, આટો આઠ શેર જે
લીધોરે. ૧૬૯
એમ વાણીકથી કીધી વાતરે, વિચાર કરે નરશીની માતરે.
વાણી દીકરી લઇને તું જાનેરે, ગોળ લાવીને રોટલો ખા

દુઃખ આજનો દહાડો ત્યાગેરે, અંતરમાં તો ભડકા લાગેરે;
દાણા લઇને દીકરી ગઇરે નહોતો નવરો તે ઉભી રહીરે. ૧૬૯

## ૧૬ ચોપાઈ ત્રણ તાળી.

રંગે રૂપાળી તો રાજી થાય, ધૂપેલ લેવા ધમકારે જાય;
પહેર્યો દાગાનો દોઢ હજાર, ચાલે ઝટ ન લાગે વાર. ૧૭૦
પાયે ઝાંઝરાં કલ્લાંને કાંબી, કોટ કોયલ સરખી લાંબી;
નરણે કાજળ કપાળે ટીલી, કંચુકી રાખી રંગની લીલી. ૧૭૧
હાથે ચંદનચુડી ચળકે, કાને ઝાલ સોનાની લળકે;
ગળે હાર મોતીતણો પહેર્યો, સાળુડો રાતા રંગમાં ઘેર્યો. ૧૭૨
હરખે અલબેલી ચાલી જાય, ધરતી ઊંચી નીચી થાય;
હરખાવર્ષ્યો અંતરમાં ઝાઝો, નથી રાખતી કોઇનો મલાજો.
એમ કરતી આવી તેવાર, પેલા બે જણ બેઠા તે ઠાર;
નાણદીને હડસેલુ દીધું પછી વચનં વાણીકને કીધુ. ૧૭૪
અલ્યા કામ પડ્યું તારૂ મેલ, મને આપને તાજુ તેલ;
તે તો ગભરાઇને થયો ઘેલો, તેથી ઉઠયો વે'લોવે'લો. ૧૭૫
તરત ઉઠીને તેલજ દીધુ. પછી સજ કરેછે સીધુ;
ત્યારે બોલ્યા હીરાચંદ વાત, આતો જુવંતીછે કોણ જાત. ૧૭
આતો બાળકી બારણે રડે, ધકો દીધેથી હેઠી પડે;
દખાયછે ગરીબ બાળ, માબાપ હશે અનાકંગાળ. ૧૭૭

## ૧૭ ચોપાઈ.

ત્યારે બોલ્યો વણિક વાણ, સઘળુ કરૂછું હું જાણ;
એતો ભોજાઇ એની થાય, સવારે સાસરિએ જાય. ૧૭૮
દ ? વાત તેણે કહી, ત્યારે પેલાને ચિંતા થઇ;

મનમાં થયા તે નિરાશ, બેઉ જણ બેઠાછે પાસ. ૧૭૯

## રાગ ભારતનો

સમજો વાતતણો એ કોલ, પેલી છોડીને અપાવ્યો ગોળ;
હરખ પામીને મંદીર ગઇ, લઇ શમા તે રાજી થઇ. ૧૮૦
બોલી હેતા આટલો કયાંથી, ત્યારે છોડી બોલી મોંથી;
મારી ભાભીએ તેથી ત્યાં રડી, ઘણો ગોળ અપાવ્યો વઢી.
કોઇ શાહુકાર હુતા બે શેઠ, તેણે અપાવ્યો મુજને નેટ;
ત્યારે માતાએ કહ્યું સારૂ કામ થયુરે બાઇ તારૂ ૧૮૨
આદીકરી બેઠાંછે ઘેર, નરશી પુછે શેઠને પેર;
તમો સાંભળો શાણાભાઇ, નાણદ ભોજાઇ તે કેમ કહી. ૧૮૩
નાગુદિ દુર્ભગને ભાભી તાજી, જુઓ ઝાંઝર રહ્યાંતાં ગાજી;
એતો સદેહ અમને ઝાઝો, તમે બોલતાં બંધવ લાજો. ૧૮૪
એ ભાભી એની કેમ થાય, મારો સંદેહ કઇ પેર જાય;
એ નાગુદ ભોજાઇ સાચી કહી, નાશી ગયોછે તેનો ભાઇ. ૧૮૫
એ દીકરી પટેલની થાય બીજે ઠેકાણે નાતરે જાય;
તેવું સાંભળી સુખડી લીધી, તેની કિમત તેને દીધી. ૧૮૬
થયા ઘોડાપર અસ્વાર, ત્યારે બોલ્યો વણિક તેવાર;
અહિં ઓળખીતો છે કોણ, ભાઈ અસુરા કોના મેમાન. ૧૮૭
માટે જાઓ પટેલને ઘેર, ચાકરી કરશે તે રૂડી પેર;
ત્યારે નરશી બોલ્યો તે ઠાર, વેગે મનમાં કરીને વિચાર. ૧૮૮

## ૧૯ રાગ સારંગ.

હમે*હસ્તીનામેમાન થઇએરે, વળી...શેઠીને મંદીર જઇએરે;

*નરશીભાઈનાં સા. ...નરશીભાઇની બેન

ક્યાં રહેછે વા'લાભાઈરે, તેને ઘેર જવુંછે સાહીરે. ૧૮૯
એમ કહીને ચાલ્યા તેવારરે, શેઠે બતાવ્યું તેનુ દ્વારરે;
મંદિર આવ્યો પોતાને ત્યાંયરે; હેતાબાઇ બેઠાંછે જ્યાંયરે. ૧૯૦
માને દીકરી મનમાં ઉદાસરે, નરસી આવીને બેઠા પાસરે;
કેમ માતાજી બેસી રહ્યાંરે, આજ ઉદાસી કેમ થયાંર. ૧૯૧
ત્યારે બોલ્યાં માતાજી વાણરે, ભાઇ તમે તે છો કોણરે;
તમારે તે કામ છે કોનુંરે, વાત કહોતો સઘળુ જાણુંરે. ૧૯૨
ત્યારે બોલ્યો હિરાચંદ વાતરે, બાઇ અહિં રહેવુછે રાતરે;
વાહ્લાભાઇથી હતી ઘણી માયારે, તેથી જરૂર અહિં આવ્યારે
સુખ માનુનીએ ન્યાળુરે, હુ તો શાનુ કરાવીશ વાળુરે;
ત્યારે હીરાંચંદ બોલ્યા નેટરે, બાઇ અમે તો છઇએ શેઠરે.
અમારે તો નથી ખાવુરે, ઉઠી સવારે પથે થાવુરે;
તમે વેગે કહોને વાતરે, કેમ કરો અધિક ઉચાટરે. ૧૯૫
"વેહેવાઇયે જમાડ્યુ ગામરે, નવ લીધુ અમારૂ નામરે; "
પુત્ર વિના તે શાની પ્રીતીરે, કહુ વાત તે મારી વીતીરે. ૧૯૬
સસરા સાથે શાણો મારો વઢિયોરે, કોણ જાણે તે ક્યાં જઇ ચઢિયોરે
વહુ બીજે ઠેકાણે જાયરે, તેથી મન મારૂ ઊંચુ થાયરે. ૧૯૭
કહે હીરાચંદ સુણો માડીરે, દુઃખ સઘળુ મુકો કાઢિરે;
પુત્ર આવ્યોછે કે આવેરે, કરે વાત હેતાને ભાવેરે. ૧૯૮
તમે વાત સુણોને અમારીરે, એવહુ છે સાચી તમારીરે;
તમે રાજી હમેશાં રહોરે, મુખે રામ રામ તો કહોરે. ૧૯૯

૨૦ છપો.

હરખ ધરો હમેશ, કાળનો કોન ભરોસો॥

હરખ ધરો હમેશ, મળી કેટલા વરસ રહેશો.
હરખ ધરો હમેશ. ઉચાટ અદકો નવ કીજે;
હરખ ધરો હમેશ, નામ નારાયણ લીજે.
વળી હરખ ધરો હમેશ તે, કાળજું કોઇ નવ બાળશો;
બાપુ કહે સુણો બંધવા, તે શોક થકી શું ભાળશો. ૨૦૦
રાજી રહો દીન રાત, કામ કરતારે કીધું;
રાજી રહો દીન રાત, સુખ દુઃખ સૌને દીધું.
રાજી રહો દીન રાત, મનખો મોહિને માણો;
રાજી રહો દીન રાત, જુગત તો જુઠું જાણો.
વળી રાજી રહો દીન રાત તે, દુઃખ દિલમાં નવ આણિએ
બાપુ કહે સુણો બંધવા. ગતિ ગોવિંદની જાણિએ. ૨૦૧

## ૨૧ ચોપાઈ ત્રણ તાળી.

બેઠાં ચાર કરેછે વાત, ત્યાં મોકલ્યાં ભોળાએ ભાત;
નામ રૂપાળી કંકુ કહાવે, તેલ ઘાલીને તરીઆ આવે. ૨૦૨
આવી મંદિરમાં ઉભી રહી, સાચી વાત સાસુને કહી;
લેશો ભાણું તો અમને ગમે, તમે રાખો તો પિતા જમે. ૨૦૩
ત્યારે નાય પાડેછે નેટ, બઈ બળ્યું અમારૂ પેટ;
હીરાચંદ કહે કોણ થાય, શાને માટે પાડોછો નાય. ૨૦૪
એમદેવ પાછો નવ ઠેલો, ના કહેવાની વાત પડી મેલો;
"સુણો શેઠ વહુ મન વહાલી, ભાણું આપીને જાશે ચાલી."
એવી ઝકડી ત્રણ ત્યાં કીધી, નરશીએ તરવાર લીધી;
મળુથકો ખેચી કહાડી બહાર, તે વેળા ઉપર નાઠી નાર.
ચડી દાદરો તે બંધ કીધો, સાચા સ્વામીને ઓળખી લીધો;

કંકુએ પછાડીરે વાઢી, તે તો નાઠીછે બુમ પાડી. ૨૦૭

## ભુલી ભમેછે ભામની એ રાગ.

બુમ પાડીને બાળકી, દેખી નાઠી છે દુર,
ધાર જોઇનેરે ધ્રુજતી. આંસુ વહે ભરપુર. બુમ૦ ટેક
અરેરે આ તે શો ગજબ થયો, મારી બેનીને ઠેર;
વિચાર કરે મન વિનતા, થયો અકરારે કેર. બુ૦ ૨૦૮
ડગમગ કરી ડગલાં ભરે, જાય જુવંતી ઘેર;
"આપે જાઉં હું એકલી, શી કહાશ શુભપેર. બુ૦ ૨૦૯
દસકાં ભરે દિલમાં ઘણાં, થરથર ધ્રુજેરે કાય;
આખડતીરે ઉતાવળી, પોતે મંદિર જાય. બુ૦ ૨૧૦
વાટ જુવેછે વેગે કરી, *નરનારી બે જોડ;
ભાણું ભરીને ભોજનનું. હરખે ધારેછે હોડ. બુ૦૨૧૧
કામની કહે સુણો કંથજી, વહેવાણ રાખશો સાર;
સરસ સુજયું ત મને સાહબા, વેગે કર્યો વિચાર. બુ૦ ૨૧૨
વિચાર બતાવેછે વિનતા બેઠી પોતાને ઘેર;
હરખ ધરીને અંતર વિષે. કહે સ્વામીને પેર. બુ૦ ૨૧૩
ભોળો ભરથાર આપે કહે, સુણ ભામની વાત;
સરસ રીતેરે જમી રહી, અલી આપણી નાત બુ૦ ૨૧૪
જસ આવ્યો જુગત વિષે, આપણું પુન્ય અપાર;
એવે સમે બુમ પાડતી, દીઠી દીકરી બહાર. બુ૦ ૨૧૫
નારી કહે સુણો નાથજી, બહાર પાડેછે બુમ;
ઉઠી જુઓને આ ઘડી, હું પુછુછું તુમ. બુ૦ ૨૧૬

---

* ભોળાભાઇ ને તેમની સ્ત્રી.

એટલામાંરે ઉતાવળી, આવી કાકાની પાસ;
સાથે નથીરે સુલક્ષણી, દીલ દેખી નીરાશ. બુ૦ ૨૧૯
કાકો કાકી પુછે કોડથી, ક્યાં ગઇ રૂપાળીબા;
વાત કરોને વેગે કરી, બોલી થંડીરે થા. બુ૦ ૨૧
બોલાવી તો બોલે નહિ, ભડકી ભયથી અપાર;
કાલાવાલારે કાકે કર્યા, કાકી સમજાવે સાર. બુ૦ ૨૧
બોલી ગલાંતલાં ગળગળી, મારીં બેનીને આજ;
પહેલાં કહેતાં હતાં પાધરૂ, અમે જવાની નાજ. બુ૦ ૨૨
શુંરે થયુ સાચુ કહે, પુછે કાકોરે પેર;
ક્યાં ગઇ બેની કહે બઇ, કોઇ આવ્યુતું ઘેર? બુ૦ ૨૨
પુત્રી બોલી ત્યાં પુછતાં, આવ્યો તેનોરે વર;
રહી બેની ત્યાં એકલી બંધ કરીને ઘર. બુ૦ ૨
એવુ સુણીને એ ઘડી, પડી પેટમાં ફાળ;
ભોળો કહે સુણ ભામની, આણુ મારોરે કાળ. બુ૦ ૨
વીનતા કહે વહાલા સુણો, રાખો હિમત આપ;
નારે માન્યું તમે નાથજિ, લાગ્યું તેનુરે પાપ. બુ૦ ૨
ભાણુ ભરેલુ પડયુ રહ્યું નવ ખાધુ લગાર;
ઉદાસી થયાંરે અતી ઘણાં, બંને નરને નાર. બુ૦ ૨
જાનઇઆ તો જુગ્તે જમી, કરે વાત રસાળ;
જાણતા નથી જરાય તે, ખુટયો કન્યાનો કાળ. બુ૦ ૨
ભામનીં ભરથાર બે ભાગી ગયાં, નથી ઊડયાની હ
દયાળુ જગતના દેવેતો, કર્યું અદભુત કામ. બુ૦ ૨
"કુમત ન કરશો માનવી, રાખી રામથી વહાલ;

ભડકો થયો ભોળાભાઇને, કહેછે બાપુલાલ. પ્રુ૦ ૨૨૮

## દોહરો.

ફાળ પડી ત્યાં પેટમાં, કેમ નીસરાશે બ્હાર;
જાનઇઓ જુગતે કરી, આવ્યો તેણે ઠાર. ૨૨૯
"વહેવાણથિ વાતો કરો, દીઠુ તેનુ મુખ;
ખાવા બેઠા ખાંતથિ, હજી કેટલી છે ભુખ." ૨૩૦
તોયે વેવાઇ તે ઘડી, બોલ્યો નહી લગાર;
*મુળજી કેરા મનમાં શક આવ્યો તે ઠાર. ૨૩૧
સાચુ કહોને શુ થયું, અધીક થયા ઉદાસ;
સવારે અમો સુઢશું, આવી બેસો પાસ. ૨૩૨
ખરચી ધન ખાલી કર્યું, તેથી શું ઉદાસ;
વાત કહોને વહાલથી, વેવાઇ મારી પાસ. ૨૩૩
ભોળો કહે ભાઇ સુણો, ખુટયો મારો કાળ;
ન જાણે તમ નાસજો, આવ્યો વેવઇનો બાળ. ૨૩૪
દીકરી ભાણું લઇ ગઇ, રાખી તેને ઘર;
જમાઇ જરૂર તો આવિયો, સુણો સાચી પેર. ૨૩૫
શુણી મુળે સાચનું, અધિક થયો ઉદાસ;
ઉદાસ થઇ ઉતાવળો, આવ્યો વાલા પાસ. ૨૩૬
મુળો કહે માઠું થયું, એ ઘરડા ગજબ;
ઊંઘ્યા ઉઠાડો સર્વને, હું તો પામ્યો અજબ. ૨૩૭

## રાગ ભારતનો.

લાલે તે સાંભળી લાગલું કહ્યું, ગાન તો વળી મારૂ ગયું;

---

* એક જાનઇઓ.

ઇશ્વિર કેરી અકળજ ગતિ, આજ મ્હારી છે મદમતિ.૨૩૮
જરૂર લાજ તો મારીરે જાય, હાય હાય હવે શું થાય;
કન્યા વિના કોપજ થાય, મનઓ મારો ધૂળે જાય. ૨૩૯
ચાલો રાતની રાતે જઇએ, કન્યા મળે તો સુખિઆ થઇએ;
એવું સુણીને બોલ્યા બધા, કન્યાતણી નથી આપદા. ૨૪૦
વહેલ જોડાવો જલદી જઇએ, અસારવામાં જઇને રહીએ;
ત્યાં સગાં ને વળી વાત કહીશું, કન્યા તેડીને ઘેર જઇશું.૨૪૧
વિચાર કરીને વાટે થયા, ધાર ગામમાં ધીખતા થયા;
ધાણી જાગ્યા ને ચોર નાઠા, દોડી દોડીને પગ ગાઠા. ૨૪૨
હાંકતા હાંકતા અસારવે આવ્યા, નાકાલીટીથી નારી લાવ્યા;
કામ દઇને કામજ કર્યું, ભોળાભાઇનું કાંઇ નવ સર્યું. ૨૪૩
ભોળાભાઇ ઝાંખા થયા, હશે હેતાને કીધા દયા;
ઓળખ્યો આપે પોતા કેરા તન હરખ પામી અતિષે મન.

## ચોપાઈ.

સુણ પુત્ર તું સાચી પેર, આજે ગોરી આવી ઘેર;
આજે દીવસ છે ધનધન, મુજને શીવ થયા પરસન. ૨૪૫
મેં તો આખડી શીવજતણી, લીધી પ્રીત રાખીને ઘણી;
દમ વેઠયુંછે મેં તો ઘણું, સાચી વાત તુજ આગળ ભણું.
હેતાએ કહિ વહુને વાણ, રસોઇ કરીને પાણી આણ;
રાજી થઇ રાંધવા પેશ, તારા પિતાને મોંઢે મેશ. ૨૪૭
કહે કઠણ વચન વહુ ખમે, તરૂણી ત્યાં સાસુને નમે;
"હવે ટળ્યો તે મારો રોગ, બાઇજી તમે કહેવા જોગ. ૨૪૮
જેમ કહેવાય તેમ મને કહો, દંડ દહાડી તો મુજને દો;

તમ પ્રતે નહિ હું ઓચરૂ. તમે કહો તે તરતજ કરૂ. ૨૪૯
એટલુ કહી કામની ગઇ, કુવા ઉપર જઇ ઉભી રહી;
પાણી પ્રીતથી ભરે નિત્ય, ભરથારપર રાખેછે પ્રીત. ૨૫૦
હેતાબાઇ કહેછે ભાઇ. શોનાની કરવી સગાઇ;
નરશી બોલ્યો તેણી વાર, માજી મારે પણ વિચાર. ૨૫૧
જમવા બેઠા પછી તે ઠાર. કીધાં કારેલાં ને કંસાર;
દાળ તુવરની કીધી ત્યાંય. ભાત કમોદનો વળીજ માંય.૨૫૨
હીરાચંદ જમ્યા તે ઠાર, બીડું કીધું ન લાગી વાર;
જમે મા દીકરો ને વહુ, હરખ પામ્યાં અતિશે બહુ. ૨૫૩
પુરણ વિધી ભરે જ્યાં પેટ. પાસે આવી બેઠા શેઠ;
હરખે આંખ ચારેની ઠરી, પ્રીતે ઉઠયાં ભોજન કરી. ૨૫૪
પછી બોલ્યો નરશી વાત, મા આ મારો ખરો ભ્રાત;
ગામમાં ચાલી એવી વાત. આવ્યો ભોળાનો જમાત. ૨૫૫
દેખીતુ છે સુંદર રૂપ, પાસે બેઠો મોટો ભુપ;
હરખે સાૈ મળવાને જાય. જઇ તે તેને લાગે પાય; ૨૫૬

છપો.

જેને તુઠયો જગદીશ. તેને ચિંતા કશી;
જેને તુઠયો જગદીશ. રહે વસવામાં વશી.
જેને તુઠયો જગદીશ. દુશ્મન દેખી નાસે;
જેને તુઠયો જગદીશ. સઘળુ તેની પાસે.
જગદીશ જેને તુઠીયો, તેને ચિંતા શી દામની;
બાપુ કહે સાચે મને, શેવા કરજો રામની, ૨૫૭
જેને તુઠયો જગદીશ, લોક તો સારૂ બોલે;

હોય ગરીબડો રાંક, થાય ડુંગરને તોલે.
જેને તૂઠયો જગદીશ, સગાં સઉ સ્નેહી કહાવે;
જેને તૂઠયો જગદીશ, જગત તો નમવા આવે.
જગદીશ જેને તૂઠિઓ, તે જગતમાં જીવિઓ;
જગદીસ જેને તૂઠિઓ, તે કંચન કેરી દોવીઓ. ૨૫૮

રાગ ધોળ.

ભાવે જમી માતાની ગઇ ભુખરે,
હાંરે થયું પુત્ર દીઠાથી સુખરે;
હાંરે નરખી બોલી નરશી કેરી માયરે,
હાંરે તુજ વિના પાડી મેં કાયરે. ૨૫૯
હાંરે બાંધવ બાધાઓ મેં લીધીરે,
કુંવરે સુણીને હતી તે કીધીરે;
હાંરે શીવશંકરની રૂદ્રિ કરાવીરે,
હાંરે વિપ્ર જમાડ્યા બાણુ ને લાવીરે. ૨૬૦
હાંરે દક્ષણા સર્વે જનને દીધીરે,
નરશીભાઇએ આશીષ્ય આપે લીધીરે;
હાંરે વાજાં વાગેછે રંગ ભેરરે,
આનંદ ઉત્સવ નરશીભાઇ ઘેરરે. ૨૬૧
હાંરે શોભા કીધી રંગે ઘણી રાતીરે,
હરખે તો સૌની ભરાય છાતીરે;
હાંરે ગોરી ગીત ઘણાં ત્યાં ગાયરે,
જુક્તે જમી વિપ્ર મંદિરિયે જાયરે. ૨૬૨
હાંરે સારી રીતે પછી તો જમિયારે,

નાતવાળા નરશીભાઈને નમિયારે;
હાંરે શોભા કીધી તે સીતા રામેરે.
તરત ત્યાં તો હરખ્યું છે આખુ ગામરે. ૨૬૩
"હાંરે આપે અપમાન ના કરીએરે."
બાપુભાઈનુ બોલ્યું રૂદેમાં ધરિએરે;
"સંત થઈને શાંન્તી રાખી સૌ ચાલોરે.
ભાવે ભજી ભવસાગરમાં મ્હાલોરે. ૨૬૪

દોહરા.

બાધા કીધી બારણે, નરશીએ નિરધાર;
ચતુર ચાલિ આવિયો, રાજા કેરે દ્વાર. ૨૬૫
સલામ કીધી સાચવિ, રાજાને તેવાર;
રાજા પ્રત્યે તે સમે આપે કર્યો ઉચ્ચાર. ૨૬૬
ઈજારો ત્રણ હજારનો રે છે વધુ આ ગામં;
ચાર હજાર ચાહન કરૂ, આપો મુજને ઠામ. ૨૬૭
રાજા કહે સુણો તમો એ છે ભારે કામ;
કહુ હું તો આ ઘડી, જ્યારે દેખુ દામ. ૨૬૮

છપો.

કરી લક્ષ્મીનો લોભ, ઘણા જાણુ ઘેલા ફરશે;
કરી લક્ષ્મીનો લોભ, કેક મારીને મરશે.
કરી લક્ષ્મીનો લોભ, પાપ કરતાં નહી ડરશે;
કરી લક્ષ્મીનો લોભ તારા થઇ જગમાં તરશે.
વળી લોભ ઘણો છે લક્ષ્મીનો, લાલચમાં લપટાય છે;
બાપુ કહે બહુ લોભથી, દેશ વિદેશે જાય છે. ૨૬૯

કરી લક્ષ્મીનો લોભ, સતીઓ સત્યજ ચુકે;
કરી લક્ષ્મીનો લોભ, પતિ પોતાનો મુકે.
કરી લક્ષ્મીનો લોભ ઊંડા જળમાં ઉતરશે;
કરી લક્ષ્મીનો લોભ, ગધેડે બેશી ફરશે.
પણી લોભ ઘણો લક્ષ્મીતણો,એ તો પાપનું મુળ છે;
બાપુ કહે સુણો બંધવા, તેનું જીવતર ધુળ છે., ૨૭૦
કરી લક્ષ્મીનો લોભ, ઘણા જાણ ઢોંગજ કરશે;
કરી લક્ષ્મીનો લોભ, ઘણા જણ ભુખે મરશે.
કરી લક્ષ્મીનો લોભ, ઘણા જણ જુઠું બોલે;
કરી લક્ષ્મીનો લોભ, તોલ ઓછું તો તોલે.
લક્ષ્મી કેરા લોભથી, જીવ ઘણાના જાયછે;
બાપુ કહે સુણો બંધવા, રાજા પણ લલચાય છે. ૨૭૧
લાલચથી લપટાઇ, લોક તો લેખાં ગણશે.
લાલચથી લપટાઈ, લોક પરભાષા ભણશે.
લાલચથી લપટાઇ, લોક તો ઝેરજ દેશે;
લાલચથી લપટાઇ સ્ત્રીનો વેશજ લેશે.
લાલચથી લપટાઇને, ગાંડા જેવા થઇ જશે;
બાપુ કહે સુણો બંધવા, તાલેવર ગરીબ થશે. ૨૭૨

## ચોપાઈ ત્રણ તાળની.

ચાર હજાર મુક્યા તેણી વાર, લખી આપ્યું તરત તે ઠાર;
થયો ગામ આખાનો પતિ, ઇશતણી છે અકળ ગતિ. ૨૭૩
ગામ લઇ નરશી ઘેર ગયો, જઇ વસ્તીને બોલ કહ્યો;
તમે ભરતા હોય તેમ ભરે, સર્વ કહ્યું મારૂં કરો. ૨૭૪

હું તો લાવ્યો ઇજારે ગામ, નવ લેશો બીજાનુ નામ;
તમે અરજ કરો મુજ પાસે, માર્યો જાશે જે દરબાર જાશે.
સુણી સર્વ થયા સાવધાન, ઉતર્યું ભોળાકેરૂ માન;
ડુંગર તરણા સરીખો કીધો, અવસર નરશીને દીધો. ૨૭૬
રામ ભોળાના ઉપર રૂઠયો, તેજ નરશીના ઉપર તૃઠયો;
વારા પછી પ્રભુ દેછે વારો, તમે સમજીને વાદ વધારો. ૨૭૭
ડુંગર થાનકે વહેછે પાણી, દાસી થાયછે પટરાણી;
ગરીબ હોય તે ઘોડે ચડે, મોટા શેઠ થઇ રડવડે. ૨૭૮
મિત્ર સુણોને માનો મારૂ, રૂદીયુ શોધો તમારૂ;
આપે હલકો કોઇ નવ દેખો, પ્રત્યક્ષ પારખુ દેખો. ૨૭૯
ફરી સુણો બાપુભાઇની વાણી, રૂદન કરે ધણિ ધણિઆણી;
ભોળોભાઇને તેની નાર, હવે દુ:ખ તણો નહી પાર. ૨૮૦

## દોહરો.

દુ:ખમાં ડુબ્યાં બે જાણાં, કર્તાછે કીરતાર;
વેગે વધુવા ગામમાં, નરશીભાઇ સરદાર. ૨૮૧
આડા અવળી છાંયડી, આવે વારંવાર;
ધણી કરે તે ધારજો, ભવિષ્યનો નહી ભાર. ૨૮૨
નામ ચાલ્યું નરશીતણુ, પુરાણ ત્યાં પ્રખ્યાત;
બેઉ જણ બેઠા સાથમાં, વળી વિચારે વાત. ૨૮૩

## ચોપાઈ.

હીરાચંદ કહેસુણ ભાઇ, કરો બેનીની સગાઇ;
આપણને દિન ઝાઝા થયા, મુજપર આણોને દયા. ૨૮૪
ઘેર વાટ જુવે મુજ માય, તેથી અંતર મુજ અકળાય;

નરશી કહે હું નક્કી કરૂ, તમ સાથે તો હું સંચરૂ. ૨૮૫
ઘેર આવ્યા તે ઘોડે ચડી, સુરજ અસ્ત પામ્યો તે ઘડી;
સવારે ઉઠ્યા તે સહી, પળ્યા પંથે બન્ને ભાઇ. ૨૮૬
ચંદનાપુરીમાં આવ્યા ઠાર, બન્ને ભાઇઓ વારંવાર;
નીરખી નગ્ર થયા ઉલ્લાસ, આ પુરમાં થાયે આશ. ૨૮૭

## ચોપાઈ ત્રણ તાળની

વર મળે તો વાર ન કરિયે, વરવરાવી પાછા ફરિયે;
જોવા જોગ જાણીને ગયા, જઇ દરવાજે ઉભા રહ્યા. ૨૮૮
કોટ કનકતણો ચળકાટ, બન્ને ચાલી આવ્યા વાટ;
અદભુત નગરીતો દેખાય, જોતા જોતા તે આગળ જાય.૨૮૯

## શોભાવૃત.

"જુઓ જુઓ આ શેહેર. કોટ તો કેવો દીસે;
બારી બાકાં જોઇ, એહનાં સૌકો બીસે ૨૯૦
પીતળ કેરાં દ્વાર દરવાજે મુકયાં છે;
તેની આગળ ઝાડ, ચંપા કેરાં ઝુકયાંછે. ૨૯૧
ફરતી આવી ખાઇ, રખવાળુ તો કરે;
સરકારી સીપાઇ, રાતરે પેહેરા ફરે. ૨૯૨
સરિતા આવી પાસ, જાય ન્હાવા નરનારી;
શ્રીક્રશ્નનું ધામ, ત્યાં તો ભપકો ભારી. ૨૯૩
ઘાડયાળ વાગે ઘંટ, નાદ મરદંગો કેરો;
બાગ આવ્યો તે પાસ, પવનની વાગે લ્હેરો. ૨૯૪
નોબતનો તો નાદ, જોરથી શરણાઇ વાગે;
એવું દેવળ બન્યું, ઊંઘતો જોવા જાગે; ૨૯૫

આળગ જઇએ જેમ, તેમ તો શોભા આવે;
રાજાનો દરબાર જોઇ તે મનમાં ભાવે. ૨૯૬
કેવો કીધો રંગ, ભંગ કદિ નવ થઇએ;
છબીઓ ને તો જોઇ, બે ઘડિ ઉભા રહિએ. ૨૯૭
ઘોડાની ઘોડાર, વછેરા ત્યાં તો સારા;
કરૂ શું વખાણ, પલકે ગાઉ જનારા. ૨૯૮
જુદી જાતનાં ઘર, જોતા જોતા તે જાય;
આવી શોભા જોઇ, દિલ તો થંડુ થાય. ૨૯૯

## ચોપાઈ ત્રણ તાળી.

ઊંચી હવેલી કાચની બારી, શોભા શેહેરતણી છે સારી;
ચૌટાં ચાર ચોતરફ પોળ, શોભે સરખી દુકાનોની ઓળ. ૩૦૦
સારૂ ચંદ્રરાયનુ શેહેર, પ્રજાને છે લીલા લ્હેર;
ખાય પીયે ને કરે કામ, સાચે મને સમરે રામ. ૩૦૧
ભાવ ભક્તિતણો અપાર, નીરખી નગરી તે વારંવાર;
જુગતી જોતાં લાગી વાર, એટલે આવ્યા તે રાજદુવાર. ૩૦૨
શોભા દરબારની છે વિષેક, વર્ણવ કરૂછુ જીભ્યાએ એક;
અનેક આપે ઉભા છડીદાર આશીશ દેછે તે વારંવાર. ૩૦૩
બેઠા રાય આસને ચડી, રહી નોબતો ત્યાં ગડગડી;
જુગતી જોઇ જાણીતા થયા, પાટીદારની પોળમાં ગયા. ૩૦૪
ઘેલોભાઇ ઘણા ધનવાન, તેમને દેખીને દીધાં માન;
ભલે આવ્યા ભાઇ રામરામ, તમારે કોણ આગળ કામ. ૩૦૫
અમે દુર પંથથી આવ્યા, ઘણે ઘેલાભાઇને બતાવ્યા;

ભારે અનગળ મોટું શેહેર, અમે જઇએ છે તેમને ઘેર. ૩૦૬
કેહો ને ઘેહેલાભાઇનું શુ કામ, ઘેલાભાઇછે મારૂ નામ;
તમે ઘેર આપણે ચાલો, હેઠા ઉતરી ઘોડાને ઝાલો ૩૦૭
ચાકર તરત ત્યાં દોડીને આવ્યો, ઘોડા તબેલામાં તો લાવ્યો
ઘોડા બાંધ્યા તબેલામાંહી બંને ગયા ઘેલાભાઇને ત્યાંહી.૩૦૮
નીરખી શોભા તે નગર કેરી, તકતા કનક તણા ચોફેરી;
પ્રીતે પુછે ઘેલાભાઇ વાત, તમો સાચુ કહો કોણ નાત. ૩૦૯
નરશી કહે નાત છે એક, બેસો વાત કહું વિવેક;
ભુખ્યા હશો તેથી જમી લ્યોને, પછી વાત તે પ્રીતે કહોને
જરૂર થાશે જમવાની વાર. સાથે શેઠ સુણો નિરધાર;
ઘેલાભાઇ કહે ઘણી નવાઇ, રોજ ભટ કરેછે રસોઇ. ૩૧
ચાલો વહેલા હવે તો થઇએ, બેસો જમવા અમે તો જઇએ
પછી જુગ્તે જમીને લીધું, પાનતણું તો બીડુ કીધુ. ૩૧
વાત કીધી તે વિવાતણી, ઘેલાભાઇએ વાણી ભણી;
ઘેલાભાઇ કહે સુણો તમામ, તમે રહો છો તે કયે ગામ.૩૧

## દોહરો.

ઘેલો કહે સુણો તમે, કોણ તમારૂ ગામ;
વાત કહો વેગે કરી, રહોછો તે કોણ ઠામ. ૩૧૪
નરશી કહે વાસો વસુ, વધવા કેરી માંહ;
નૈસદપુરીની પાસતો, ગામ મારૂ છે ત્યાંહ. ૩૧૫
વીવા કરવા બેનનો, આવ્યો છું નિરધાર;
વર બતાવો વરણાગીઓ. લગનતણી નહી વાર. ૩૧૬
મુરતીઓ છે માહરે, પંદર વરસની માંહ;

કન્યા કેટલા વરસની, તે કહોને ભાઇ આંય. ૩૧૭
તારૂણી વરસ તેરની, રૂપકેરો ભંડાર;
સાચુ માની સાભળો, વળી નવ કરશો વાર. ૩૧૮
લગન જોવરાવો જુગ્તીથી પુરાણ રૂઢી પેર;
રેવાંજીમાં નાઇને, જાશું અમો તો ઘેર. ૩૧૯
વૈશાખ સુદી આઠમે, જાન લઇ આવો જરૂર;
નકી કરીને નીસર્યા, હરખ્યા પોતે ઉર. ૩૨૦
દરશન કરી કુબેરનાં, કોડે આવ્યા ઘેર;
નરશીભાઇએ નેહથી, કરી પકવાનની પેર. ૩૨૧

## રાગ ધોળ.

જીરે કંદોઇ બેસાર્યા કોડથી, પ્રીતે કરેછે ત્યાં પકવાન.
વેળા દીધી વીઠલે. ટેક.
જીરે જરૂર જમાડવી નાતને,
ચરોતર ચારસે કહેવાય. વેળા૦ ૩૨૨
જીરે નરશીએ નોતરાં મોકલ્યાં,
ગામેગામ ગોર ઘણા જાય. વેળા૦ ૩૨૩
જીરે કંકોતરીઆ સઘળા કહી વળ્યા,
આવી વૈશાક સુદી ચોથ. વેળા૦ ૩૨૪
જીરે તૈયાર મીઠાઇ ત્યાં તો થઇ રહી,
તેના તોલતણો નહી પાર. વેળા૦ ૩૨૫
જીરે ગાય રૂપાળી ગીત રંગમાં,
સોનાબાઇને સરસ શાણગાર. વેળા૦ ૩૨૬
જીરે મંડપ બાંધ્યો ત્યાં મલપતો,

ગણેશ આગળ ઘી ગોળની ધાર. વેળા૦ ૩૨૭
જીરે ઘણી ત્યાં ગીત ગાય ગોરડી,
હેતાબાઇનો હરખ ન માય. વેળા૦ ૩૨૮
જીરે સાકર સોપારીને સંઘોડાં,
ખારેકો ખાંતે તો અપાય, વેળા૦ ૩૨૯
જીરે ચોખળુ તેડયું ચાર દીન પહેલુ,
વિવા ઉપર વળી વિષેક. વેળા૦ ૩૩૦
ચાર દીન જમીને ચુંપે ગયા,
પછી જુગતે આવી ત્યાં જાન. વેળા૦ ૩૩૧
જીરે સસરાને સમુગણુ કહ્યું નહી.
તરત ટાળ્યું તેનુ તો દ્વાર. વેળા૦ ૩૩૨
જીરે ગામ જમાડયું ઘણા ભાવથી,
સઘળી નાતની વરણ અઢાર. વેળા૦ ૩૩૩
જીરે વાજાં વાગે ભાત ભાતનાં,
સરસ થાય સરણાઇનો નાદ. વેળા૦ ૩૩૪
જીરે બદુકો છુટી શીમાડે બહુ,
તે સુણીને થયા તૈયાર. વેળા૦ ૩૩૫
જીરે ભાગોળે આવી ભલા વેશથી;
દારૂખાનુ છુટે ત્યાં અપાર. વેળા૦ ૩૩૬
જીરે સામઇયુ કર્યું સરસ રીતથી,
આપ્યો જાનીવાસો ત્યાં જરૂર. વેળા૦ ૩૩૭
જીરે જાનીવાસે જઇ ઉતર્યા,
પછી જમવાને તેડ્યા તરત. વેળા૦ ૩૩૮

જીરે જુગ્તે જમી રહ્યા સૌ જણા,
પછી પરણાવ્યાં વરકન્યાય. વેળા૦ ૩૩૯
જીરે આનંદ આજ છે અતી ઘણો,
તે ભાળીને ભોળો હરખાય, વેળા૦ ૩૪૦
બાપુ લાલ કહે સમરો શીવને,
બહુ રંકને કીધા છે રાય. વેળા૦ ૩૪૧

## રાગ પરજ.

### ભોગાભાઇની સ્ત્રીનો વીલાપ.

સાચુ માનોને મારા સાહુમારે, દુઃખ વેઠયુ કેમ જાયરે;
કઠણ વેળા આવી આપણી, કરો કંઇક ઉપાયરે.
ધીખે ઘણી મારી છાતડી. ટેક ૩૪૨
અરર હાયરે, કાળજુ કોરાયરે, હવે તે શું થાયરે; ધીખે ઘણી મારી છાતડી.
કષ્ટ હવે ઘણું કંથજીરે, થયો કરતારનો કોપરે;
દુઃખમાં વળી હું તો દુબળી, સ્વામી શાનો કરૂ લોભરે. ધી.
માન્યુ નહી તમે માહરૂરે, આડા જનમ અપારરે;
કપાળ ફુટયુ કેમ આપણુ, વેગે કરે કોણ વારરે. ધી. ૩૪૪
જરૂર જમાઈ વેરી થયોરે જેથી વહાલુ નહી કોયરે;
દુશ્મન અતિશે દીકરી, હવે કરશું તે કાંયરે. ધી. ૩૪૫
વહાલાં હતાં તે વેરી થયાંરે, સમરો સીતાપતી રામરે;
કોઇએં નથી હવે આપણુ, ગયું જમવા આખુ ગામરે. ધી.
વિના સવારથે વાલમારે, કરી જમાઇથી રાડરે;
સમજયા નહી કાંઇ સાહ્યબા, હવે કરે કોણ આડરે. ધી. ૩૪૭

ધન દોલત ખુટી ગઈરે, બોલી શકી નહી બાહારરે;
મોં ઢંકાં થયાં મારા માવજી, ગયો ગામમાં કારરે. ધી.૩૪૮
બાપુ કહે સુણો બંધવારે, રાખો ઇશ્વર આધારરે;
સમરોને સીતા રામને, વેગે કરશે તે વહારરે. ધી. ૩૪૯
રાગ ઉપર પ્રમાણે ભોળાભાઇનો વિલાપ.
ભોળો કહે સુણ્ ભામનીરે, શાને માટે પસ્તાયરે;
ગમતું થાશેરે ગોવિંદનુ. કરો અનેક ઉપાયરે;
ગુમત ન કરવો માનની.
ધણી ધાર નિરધાર, સુણ સુંદરી આવારરે;
હું તો કહું વારંવાર, ગુમત ન કરવો માનની. ગુ. ૩૫૦
અભિમાને આંધળો થયોરે, જાણ્યા નહી જગદીસરે;
પાપ કરતાં પ્યારી નવ ડર્યો, ચડી રામજીને રીસરે. ગુ.૩૫૦
અહંકારથી ઉડી ગયારે, કઇક કરોડી કરોડરે;
આપણો તે શો આશરો, હરીથી કરીએ નહી હોડરે. ગુ.૩૫
સહાય હોય સીતા રામનીરે, ત્યારે સર્વથી સગાઇરે;
કોપ્યા જયારે તે લોકજી, ભેગો રાખશે નહી ભાઇરે.ગુ.૩૫૩
કપટ કરીને કામનીરે, લીધો વહાલાનો માલરે;
તેથી કોપ્યા કમળાપતિ. આણા આવા કીધા હાલરે.ગુ.૩૫
લક્ષ્મીતણા કંઇ લોભમાંરે, ભુંડી ભજ્યા નહી ભ્રમરે;
વહાલી કરી તને વિનતા, ફાટી ફુટયું આ કરમરે. ગુ.૩૫
આવુ નહોતું જાણ્યું એ ઘડીરે, અધર હાલ તો હમેશ
દુખુ નહી દીલ કોઈને, વીકટ થયો મુજ વેસરે. ગુ. ૩૫
ધન દોલત અને દીકરારે, વહાલી હશે વિનતાયરે;

કેડે નહી આવે કોઇને, જીવ કાયા જુદા થાયરે. મુ. ૩૫૮
બાપુ કહે સુણ બંધવારે, સગુસ્વારથે થાયરે;
માયા ધુતારી ભુંડી મોહની, તે કોઇથી ન મુકાયરે. મુ. ૩૫૯

દોહરા.

નર નારી કીર્તિ કરે, આપ વીતા ભરપુર;
દગા થકી દામોદરો, દહાડી રહેશો દુર. ૩૬૦
પાશો આવે પળ પણ, કહેશે કોઇ ન પીડાય;
ધારી રાખે ધ્યાનમાં, ભરપુર ઘડો જ્યાં ભરાય. ૩૬૧
ભરાયા પછી ભાગી પડે, ભારે મોટો ભુપ;
સમજો સૌ સુલક્ષણા, એજ વાત અનુપ. ૩૬૨

ચોપાઈ

નરશીની કિર્તિ બહુ થઇ, ભાટ ચારણે વખાણી જઇ;
સૌકોને દીધાં બહુ દાન, નાત બધીમાં પામ્યો માન. ૩૬૩
જાન જમાડી દીવસ સાત, કહે હેતા નરશીને વાત;
ભવિશ્ય આપણું ભલે ફર્યું, ભાઈ ખરચ તેં ભારે કર્યું. ૩૬૪
વર સોનાને સારો મળ્યો, જાન હવે વિદાયજ કરો;
સાથે મોકલો સોનાબાઈ, જવા જાન તૈયારજ થઇ. ૩૬૫
પેરામણી કરે રૂડી પેર, વળાવી જાન વળ્યાં સૌ ઘેર;
સોનાબાઇ સાસરિયે ગયાં, ત્યાં જઇને તે સુખમાં રહ્યાં. ૩૬૬

દોહરો.

હિરાચંદ કહે ઓ ભાઇ, પરવારને તું પેર;
ઉજન જઇએ આપણે, સજી પોતાને ઘેર. ૩૬૭
નરશી કહે નવરો થઉં, ધીરો મારા ભ્રાત;
હિસાબ કરીને હાલશુ, આપણ બે સંગાત. ૩૬૮

## ચોપાઈ ત્રણ તાળી.

હિરાચંદને એવું કહીને, ગામ સોંપ્યું પોતા કેરા ભાઈને;
કાકા કેરો હતો એ તો તન, તેનું નામ છે ભાઇચંદ. ૩૬૯
સોંપ્યું સઘળુ તેને રાજ, જરૂર જવાનો કીધો સાજ;
માતા પાસે ગોરાણીને મુકી, સુંદરી સ્વામીને કહે શું ચુકી.
કેમ સજવા માંડયું મારા સ્યામ, શીદ આપે છોડોછો ગામ;
નરશી કહે નારી સાથે ચાલો મોજ મનમાની સંગે મહાલો.
પગાર પ્રીતે ગોરાણીને દીધો, પછી પંથ નરશીએ લીધો;
નરશી કહે સુણો મારી માત, ખાઓ પીઓ રહો સુખસાત.
કોડે કાગળ અમો મોકલશું, ગરજે ઘેર આવીને મળશું;
તમે દુઃખ દીલમાં નવ ધરજો, ખાજો પીજોને ભક્તિ આચરજો.
માએ ધારણ રાખીછે ધીર, વહેલા વળજો મારા વીર;
નરશી નમીને પાએ લાગ્યો, માહું બેની પરણાવીને તાગ્યો.
રૂપાળી રડતી રડતી પાયે લાગી, સાસુ પાસે તે આજ્ઞા માગી.
સાસુ દેજો તમે મુને શીખ, વળી કોઇથી ન કરશો વીખ.
જરૂર ભાઇચંદ તેડશે સોનાબાઇ, એવી વાત સાસુને કહી;
હિરાચંદ હુંશીઆર રહેજો કહી, ઘોડે બેશીને ચાલ્યો સહી.
નરશી, નારી બે રથમાં ચડીયાં, રાજી થઇને રસ્તે પડીયાં;
સાથે લીધા સવાર પચીશ, વળી પાળા સાથે છે વીસ. ૩૭૭
ઘાઝી લોક વળાવીને વળ્યા, પછી ખચિત પંથે પળ્યા;
ઘણે દિવસે ઉજનમાં ગયા, ભોજ રાજા તે વાટ જોઇ રહ્યા.
દીઠા આવતામાં બે તન, હરખ પામ્યો તે ભોજ રાજન;
ગયા પરધાન કેરે ઘેર, નરશીને આપ્યો એક મેહેલ. ૩૭૯
ખાય પીએ ને ખુશી થાય, વળી દરબારમાં દહાડી જાય

વાત વળતી પુરી થઇ, ભોળાભાઇના શી ગત થઇ. ૩૮૦
મુવા ઝુરી ઝુરીને જરૂર, દુઃખ પડયુંછે ભરપુર;
આવી ખુટયો તેનો કાળ, વાણી કડુ છે તે બાપુલાલ. ૩૮૧
સુણી સત રાખો સઉ લોક, બીજો વિચાર સઘળો ફોક;
સતે શામળીઓ રાજી થશે, સતવાળાની વહારે ધાશે. ૩૮૨
સુણો સર્વ સમરો શ્રીરામ, બાપુ રહેછે ચાનખેડે ગામ;
બોજ પાસે રહ્યા નરશીભાઇ, ભુલ માફ કરજો મારી સહી.
સંવત ૧૯૩૫ ની સાલ, વાત બનાવીછે તે કાળ;
અશાડ સુદી નુમ આદીતવાર, વાત પુરી થઇ નિરધાર. ૨૮૪
સુણી સરવે જનો સતે ચાલો, તેથી ભવસાગરમાં મહાલો;
વાત મહારી તે પુરી થઇ, સુણો સરવે તમે ભાઇ. ૩૮૫

મહોલે પધારો મારા રાજ. એ રાગ.

પુરી થઇ આ વાર્તા પ્રીય મુજ પુરી થઇરે;
કહું તમને સાક્ષાત, પ્રિય મુજ પુરી થઇરે. ટેક.
કવિતા રચી મેં કોડથી, પીગળ નહી પરમાણ;
ગણ વિષે જાણું નહિ, નહી માત્રા કેરૂ ભાન. વા૦ ૩૮
અમદાવાદ શેહેરની, પાસે સુંદીર ગામ;
તેમાં મારો વાસ છે ચાનખેડા એનુ નામ. વા૦ ૩૮૭
કર જોડી કરૂ વિનતી, ધરજો રૂદિયે સર્વ;
સારી રીતે ચાલજો, વળી છોડી દેજો તમે ગર્વ. વા૦ ૩૮૮
સજજન હું સાચું કહું, આવ્યો હશે કંઇ દોષ;
માફ આપજો મહેરથી, તમે કરશોમાં જરા રોશ. વા૦ ૩૮૯

**समाप्त.**

જે સાહેબોએ આ ચોપડીમાં પ્રથમ મદદ કરીછે તેમનાં નામ.

૧૦ રા૦ રા૦ રણજીતસંગજી પ્રતાપસંગજી સંજેલીના દરબારના કુંવર
૧૦ રા૦ રા૦ અચરતલાલ માણીરામ અમદાબાદ
૧૦ શ્રી વડનગરા અભ્યંતર નાગર શુભેચ્છક સભા
૧૦ રા૦ રા૦ હરીલાલ દામોદર હાઇસ્કુલના ઉપોટરમેન
૧૦ રા૦ રા૦ જયંતીલાલ કેશવરામ અમદાબાદ
૧૦ રા૦ રા૦ ચુનીલાલ ગોવિંદલાલ અમદાબાદ
૧૦ રા૦ રા૦ દુરગાશંકર કુરાણાશંકર ॥
૧૦ રા૦ રા૦ બાપાલાલ છોટાલાલ ગોંડલ
૧૦ રા૦ રા૦ મનસુખલાલ મુળચંદ પેથાપુર
૫ રા૦ રા૦ બાપુભાઇ માણીરામ અમદાબાદ
૫ રા૦ રા૦ ગોવિંદલાલ રામશંકર જાની ॥
૪ રા૦ રા૦ કનઇયાલાલ રામરાય ॥
૪ રા૦ રા૦ ચુનીલાલ મોતીલાલ ॥
૨ રા૦ રા૦ વરજીવનદાશ ત્રીભુવનદાસ ॥
૨ રા૦ રા૦ વિષ્નુરાવ નારાયણરાવ ॥
૨ રા૦ રા૦ શીવલાલ વહાલાભાઇ ॥
૨ રા૦ રા૦ ચમનલાલ મગનલાલ ॥
૨ રા૦ રા૦ ભોગીલાલ કેશવલાલ ॥
૨ રા૦ રા૦ સોરાબજી રતનજી.લાલકાકા ॥

જગ્યાની તંગાશને લીધે બાકીનાનાં નામ અમે આપી શકયા નથી.

કેડે નહી આવે કોઇને, જીવ કાયા જુદા થાયરે. મુ. ૩૫૮
બાપુ કહે સુણ બંધવારે, સગુરુવારથે થાયરે;
માયા ધુતારી ભુંડી મોહની, તે કોઇથી ન મુકાયરે.મુ. ૩૫૯

## દોહરા.

નર નારી કીર્તિ કરે. આપ વીતા ભરપુર;
દગા થકી દામોદરો, દહાડી રહેશો દુર. ૩૬૦
પાશે આવે પળ પાણ, કહેશો કોઇ ન પીડાય;
ધારી રાખે ધ્યાનમાં, ભરપુર ઘડો જ્યાં ભરાય. ૩૬૧
ભરાયા પછી ભાગી પડે, ભારે મોટા ભુપ;
સમજો સૌ સુલક્ષણા, એજ વાત અનુપ. ૩૬૨

## ચોપાઈ

નરશીની કિર્તિ બહુ થઇ, ભાટ ચારણે વખાણી જઇ;
સૌકોને દીધાં બહુ દાન, નાત ભંધીમાં પામ્યો માન. ૩૬૩
જાન જમાડી દીવસ સાત, કહે હેતા નરશીને વાત;
ભવિશ્ય આપણું ભલે ફર્યું, ભાઈ ખરચ તેં ભારે કર્યું. ૩૬૪
વર સોનાને સારો મળ્યો. જાન હવે વિદાયજ કરો;
સાથે મોકલો સોનાબાઈ, જવા જાન તૈયારજ થઇ. ૩૬૫
પેરામણી કરે રૂડી પેર, વળાવી જાન વળ્યાં સૌ ઘેર;
સોનાબાઇ સાસરિયે ગયાં, ત્યાં જઇને તે સુખમાં રહ્યાં. ૩૬૬

## દોહરો.

હિરાચંદ કહે ઓ ભાઇ, પરવારને તું પેર;
ઉજન જઇએ આપણે, સહુ પોતાને ઘેર. ૩૬૭
નરશી કહે નવરો થઊં, ધીરો મારા ભ્રાત;
હિસાબ કરીને હાલશુ, આપણ બે સંગાત. ૩૬૮

## ચોપાઈ ત્રણ તાળી.

હિરાચંદને એવું કહીને, ગામ સોંપ્યું પોતા કેરા ભાઈને;
કાકા કેરો હતો એ તો તન, તેનું નામ છે ભાઈચંદ. ૩૬૯
સોંપ્યું સઘળુ તેને રાજ, જરૂર જવાનો કીધો સાજ;
માતા પાસે ગોરાણીને મુકી, સુંદરી સ્વામીને કહે શું ચુકી.
કેમ સજવા માંડયું મારા સ્યામ, શીદ આપે છોડોછો ગામ;
નરશી કહે નારી સાથે ચાલો. મોજ મનમાની સંગે મહાલો.
પગાર મીતે ગોરાણીને દીધો, પછી પંથ નરશીએ લીધો;
નરશી કહે સુણો મારી માત, ખાઓ પીઓ રહો સુખસાત.
કોડે કાગળ અમો મોકલશું, ગરજે ઘેર આવીને મળશું;
તમે દુઃખ દીલમાં નવ ધરજો, ખાજો પીજોને ભક્તિ આચરજો.
માએ ધારણ રાખીછે ધીર, વહેલા વળજો મારા વીર;
નરશી નમીને પાએ લાગ્યો, મહકું બેની પરણાવીને તાગ્યો
રૂપાળી રડતી રડતી પાયે લાગી, સાસુ પાસે તે આજ્ઞા માગી
સાસુ દેજો તમે મુને શીખ, વળી કોઇથી ન કરશો વીખ.
જરૂર ભાઇચંદ તેડશે સોનાબાઇ, એવી વાત સાસુને કહી;
હિરાચંદ હુંશીઆર રહેજો કહી, ઘોડે બેશીને ચાલ્યો સહી.
નરશી, નારી બે રથમાં ચડીયાં, રાજી થઇને રસ્તે પડીયાં;
સાથે લીધા સવાર પચીશ, વળી પાળા સાથે છ વીસ. ૩૭૭
ઘણાક લોક વળાવીને વળ્યા, પછી ખચિત પંથે પળ્યા;
ઘણે દિવસે ઉજનમાં ગયા, ભોજ રાજા તે વાટ જોઇ રહ્યા.
દીઠા આવતામાં બે તન, હરખ પામ્યો તે ભોજ રાજન;
ગયા પરધાન કેરે ઘેર, નરશીને આપ્યો એક મેહેલ. ૩૭૯
ખાય પીએ ને ખુશી થાય, વળી દરબારમાં દહાડી જાય

વાત વળતી પુરી થઇ, ભોળાભાઇના શી ગત થઇ. ૩૮૦
મુવા ઝુરી ઝુરીને જરૂર, દુઃખ પડયુંછે ભરપુર;
આવી ખુટયો તેનો કાળ, વાણી કડ઼ છે તે બાપુલાલ. ૩૮૧
સુણી સત રાખો સઉ લોક, બીજો વિચાર સઘળો ફોક;
સતે શામળીઓ રાજી થશે, સતવાળાની વહારે ધાશે. ૩૮૨
સુણો સર્વ સમરો શ્રીરામ, બાપુ રહેછે ચાનખેડે ગામ;
બોજ પાસે રહ્યા નરશીભાઇ, ભુલ માફ કરજો મારી સહી.
સંવત ૧૯૩૫ ની સાલ, વાત બનાવીછે તે કાળ;
અશાડ સુદી નુમ આદીતવાર, વાત પુરી થઇ નિરધાર. ૨૮૪
સુણી સરવે જનો સતે ચાલો, તેથી ભવસાગરમાં મહાલો;
વાત મહારી તે પુરી થઇ, સુણો સરવે તમે ભાઇ. ૩૮૫

મહોલે પધારો મારા રાજ. એ રાગ.

પુરી થઇ આ [illegible] મોવ મુજ પુરી થઇરે;
કહું તમને સાક્ષાત, પ્રિય મુજ પુરી થઇરે. ટેક.
કવિતા રચી મેં કોડથી, પીગળ નહી પરમાણ;
ગણ વિષે જાણું નહિ, નહી માત્રા કેરૂ ભાન. વા૦ ૩૮
અમદાવાદ શેહેરની, પાસે સુંદીર ગામ;
તેમાં મારો વાસ છે ચાનખેડા એનુ નામ. વા૦ ૩૮
કર જોડી કરૂ વિનતી, ધરજો રૂદિયે સર્વ;
સારી રીતે ચાલજો, વળી છોડી દેજો તમે ગર્વ. વા૦ ૩૮૮
સજ્જન હું સાચું કહું, આવ્યો હશે કંઇ દોષ;
માફ આપજો મહેરથી, તમે કરશોમાં જરા રોશ. વા૦ ૩૮૯

**समाप्त.**

જે સાહેબોએ આ ચોપડીમાં પ્રથમ મદદ કરીછે તેમનાં નામ.

૧૦ ૨.૦ ૨.૦ રણજીતસંગજી પ્રતાપસંગજી સંજેલીના દરબારના કુંવર
૧૦ ૨.૦ ૨.૦ અચરતલાલ માણીરામ અમદાબાદ
૧૦ શ્રી વડનગરા ભ્યંતર નાગર શુભેચ્છક સભા
૧૦ ૨.૦ ૨.૦ હરીલાલ દામોદર હાઇસ્કુલના ઉવોટરમેન
૧૦ ૨.૦ ૨.૦ જયંતીલાલ કેશવરામ અમદાબાદ
૧૦ ૨.૦ ૨.૦ ચુનીલાલ ગોવિંદલાલ અમદાબાદ
૧૦ ૨.૦ ૨.૦ દુરગાશંકર કુરણાશંકર ॥
૧૦ ૨.૦ ૨.૦ બાપાલાલ છોટાલાલ ગોંડલ
૧૦ ૨.૦ ૨.૦ મનસુખલાલ મુળચંદ પેથાપુર
૫ ૨.૦ ૨.૦ બાપુભાઈ માણીરામ અમદાબાદ
૫ ૨.૦ ૨.૦ ગોવિંદલાલ રામશંકર જાંની ॥
૪ ૨.૦ ૨.૦ કનઇયાલાલ રામરાય ॥
૪ ૨.૦ ૨.૦ ચુનીલાલ મોતીલાલ ॥
૨ ૨.૦ ૨.૦ વરજીવનદાશ ત્રીભુવનદાસ ॥
૨ ૨.૦ ૨.૦ વિષ્નુરાવ નારાયણરાવ ॥
૨ ૨.૦ ૨.૦ શીવલાલ વહાલાભાઇ ॥
૨ ૨.૦ ૨.૦ ચમનલાલ મગનલાલ ॥
૨ ૨.૦ ૨.૦ ભોગીલાલ કેશવલાલ ॥
૨ ૨.૦ ૨.૦ સોરાબજી રતનજી.લાલકાકા ॥

જગ્યાની તંગાશને લીધે બાકીનાનાં નામ અમે આપી શક્યા નથી.

# જાહેર ખબર.

આ ચોપડી નિચે લખેલે ઠેકાણેથી મળશે.

અમદાવાદમાં હાઇસ્કુલના મહારાજ પાસેથી તથા સાંકડીશેરીમાં જુમખાનીખડકીમાં મોહનલાલ બાપુલાલ પાસેથી તથા વીકટોરીયા પ્રેસમાંથી મળશે.

મુંબાઈમાં [illegible] ભીંડી બજાર ફુલગલીને નાકે મેહેતાજી મહાસુખરામ ઇજતરામ પાસેથી મળશે. તે શિવાય, સુરત, પેથાપુર, ગોંડળ, નડિયાદ વગેરે ઠેકાણેથી રોકડી કિંમતે મળશે.

સહી, મોહનલાલ બાપુલાલ.